ॐ श्री हरि

# અનુ-ઇંદુ



(નવલકથા)

## પ્રથમ ભાગ,




કર્ત્તા.

V. M. N. તરફથી

ઠાકર નરોતમ મોહનલાલ મુ. સિદ્ધપુર.



છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

પંડયા મોહનલાલ ઉર્ફે સંતુ ગીરજાશંકર.

મુ. સીદ્ધપુર.







વિક્રમાર્ક સંવત ૧૯૬૩ સને ૧૯૦૭ ઇસ્વી.

અમદાવાદ.

"શ્રી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ."

મુલ્ય રૂ. ૦-૪-૦

# પ્રસ્તાવના.



મહેરબાન સાહેબો આપને માટે નમન કરવાનું એ છે કે
મારી બાળવયમાં બનાવેલું આ લઘુ પુસ્તક વેચાથી
લઇ આ એક સ્વદેશી છોરૂને ઉત્તેજન આપો.
મારા પુસ્તકમાં બોધદાયક વાકયો આપના
પુન્ય પ્રતાપે હું લખી શકયો છું—વળી
મારા સ્વદેશી બંધુને વિનંતી કરવાની
કે—આ પુસ્તકમાં કંઇ પણ
જાતની ભુલ કરી હોય તો
મહેરબાની કરી સુધારી
લેવા કૃપા કરશો.

લી.

નરોત્તમ.



શ્રી હરી

# અનુ-છંદ.



## પ્રથમ ભાગ.

नारायणं नमस्कृत्य नरंचैव नरोत्तमम्
देवी सरस्वती व्यासं ततोजय मुदीरयेत् ।

અર્થ—ભગવાન નારાયણને, નરોમાં ઉત્તમ નર ભગવાનને, દેવી સરસ્વતીને અને વ્યાસને નમસ્કાર કરીને ગ્રંથનો આરંભ કરૂ છું.

( ધ્રુવાખ્યાન. )

કર્તા—( કયાંથી આ સંભળાય મધુર શબ્દ એ રાગ )

વંદન વારંવાર પ્રભુજી વંદન વારંવાર,
નિશ્ચય નિર્ભયકાર પ્રભુજી વંદન વારંવાર. ટેક.
ભપકો વરણુ પ્રભુ આજે ધરેલા શણગાર,
જરી પીતાંબર ધર્યાં પ્રભુજી મુગટ ગોળ નીરધાર ટેક.
ચરણાંરવિંદ કરૂં છું આજે હીરા મોતી કંઠહાર,
અનુ-છંદનું પુસ્તક રચુ છું કરજો સાય અપાર ટેક.

પૂર્વે કોઇ કાળના વીશે, કોઇ નદીના તટ ઉપર, ઘણુંજ સુશોભીત ને રળીઆમણું નગર દેખાવ આપતું હતું.

તે શહેરનું નામ ચીત્રનગર હતું. તેમાં મોટા મોટા બંગલાઓ, તથા બાગ બગીચાથી અને દેવતાઇ જગાઓથી રળીઆમણુ દેખાતું હતું. તે નગરમાં ચારે જાતિ વસ્તી હતી તેમાં કોઇ નીરઉદ્યોગી છે તેવું લાગતું નહોતું.

આજ નગરમાં નગરશેઠ ભીમજીશેઠ રહેતા હતા. તેમને અનુ નામનો છોકરો હતો તેનો મીત્ર રાજપુત્ર સુરસીંહ તે પણ તેના જેવો હોશીઆર હતો. આ બે મીત્રોને જોઇ આપણે ઘણા રાજી થઇએ પણ અનુભાઇમાં ને સુરસીંહમાં ઘણોજ ફેર હતો. અનુભાઇ પતિવ્રતવાળો હતો ને સુરસીંહ વ્યભીચારી હતો. અહા ! આવા સદાચરણી મીત્રોને આવા વ્યભીચારી મીત્રો હશે કે ? પણ મારા વાંચક વર્ગ એમ સમજવું નહીં કે આ વાત અનુભાઇના જાણવામાં નહોતી; તેનું આ દુરાચરણ કાઢવાનો અનુભાઇ વખત ખોળતો હતો. તેમજ સુરસીંહ અનુભાઇને વ્યભીચારી કરવાનું ખોળતો હતો.

હવે એ વખત ઘણોજ નજીક આવી પહોંચ્યો હતો કે હવે બંને મીત્રોને માવીતરથી વેગળા રહી દિલ્હીમાં આગળ અભ્યાસ કરવા જવાનું હતું. ગામમાં એકાંતની વાત (અનુભાઇને વ્યભીચારી કરવો ) કરવી ફાવતી નહોતી.

હવે અનુભાઇને રાજપુત્ર સુરસીંહ દીલ્હીમાં અભ્યાસ કરવા ગયા. તેવો ગયાજ તેવા નીશાળમાં બેઠા. તેમાં તેઓ અનુક્રમે પહેલો બીજો નંબર રાખતા હતા. અનુભાઇથી છાનોમાનો સુરસીંહ ગુણકાને ઘેર જાય આ વાતની અનુભાઇને ખબર નહોતી. સુરસીંહને ગુણકા વચ્ચે એક દીવસે થયેલી વાત.

સુરસીંહ—કેમ પ્રાણપ્રિયા ! તમે કઇ વિદ્યામાં કુશળ છો?

ગુણુકા—પ્રાણનાથ મને મારા દોસ્તદારે નૃત્ય તથા ગાયનનું કામ શીખવેલું છે તે કામમાં હું કુશળ છું તથા ગમે તેવા માણુસને નીચેના ગાયનમાં લખેલા લક્ષણો કરી તથા ગમે તેવા પ્રકારે ભોગવી આ સંસારમાં વિલાસ કરાવનારી હું છું.

( હું માલણ થઇ મદમાતી એહ રાગ. )

પ્રાણ ગુણુકા થઇ છું ગમતી,
સૌ જનોના તનમાં રમતી. ટેક.

નયને નચાવું
રોષ્ય શોસાવું ( ૧ )
તનમાં તકાવું
મનમાં મનાવું
મોહથી મોહાવું
હરીને હરાવું
નરને નમાવું
એવી હુતો કાવું

હરી મરખા પુરૂષને નયનવતી નચાવી તનમાં તકાવું કે મોહથી મોહાવી મનમાં એવું મનાવું કે આ નારીની સાથે એકવાર વીલાસ કર્યો હોય તો ઠીક આવા લક્ષણુ કરનારી હું છું.

સુર૰—ત્યારે તો મારો મીત્ર જે પતિવ્રત પાળનારો તેને તમે વ્યભીચારી કરો તેવું મને લાગે છે ખરૂં.

ગુ૰—હા પ્રાણનાથ.

સુ૦—જો તમે મારા મીત્રને બોળવો તો તમને હું ખુશી કરીશ.

ગુ૦—ખુશી કરવાની વાત તો તે વખતે છે પણ અત્યારે શું આપો છો તે કહેશો.

સુ૦—રૂપિયા ૨૫) અત્યારે ને રૂપિયા ૨૫) પછી. ને ઇનામ જુદું.

ગુ૦—હા ત્યારે તો હું ખુશી છું.

સુ૦—કાલે તમારા ઘર આગળ લાવીશ તે તમે તમારી બારીએ બેસજો. જ્યારે અમે આવીએ ત્યારે તમે ગમે તેમ કરી તમારા ઘરમાં લઇ જઇ તેને એવો બનાવી દ્યો કે તેને દેહની શુદ્ધ રહે નહિ તેમ કરશો, ત્યારે તેનું મન સાબીત રહેશે નહિ એટલે તરતજ વ્યભીચાર કરશે.

ગુ૦—હાજી તમો જરૂરાજરૂર કાલે આવજો ત્યારે અમારી દીક્ષા લેજોજી.

સુરસિંહ વાતચિત કરી અનુભાઇના પાસે ગયો. બી દિવસે નવરાશનો વખત મળ્યાથી સુરસીંહે વાત ...ા કે ભાઈ આજે તો આપણે ફરવા જઇશું.

અનુભાઇ કહે છે ચાલો.

નવાં લુગડાં પહેરી બંને મીત્રો ફરવા ગયા પછી પેલી ગુણકાનું ઘર આવ્યું કે ગુણકા હેઠી ઉતરી અનુભાઇની હાથેલી ઝાલી ઘરમાં લઇ જઇ ગાયનરૂપી ખબર પુછવા માંડી.

ટીપ—આ ગાયનની ટેક સીવાયની પહેલી સાત લીટીઓના પહેલા તથા ચોથા અક્ષરો એકઠા કર્યાથી કર્તાનું નામ બેચારકુ નીકળશે.

## રાગ ત્રીતાલી ચોપાઇ.

તમે કોણ છો ક્યાં થકી આવ્યા.
મારા મન થકી બહુ ભાવ્યા
રહો એક દીવસ તમે વાર
મારા મનનો બોલું વીચાર
વીચાર પ્રમાણે વર્તો મમ સાથે
આવ્યા તસ્તી લઇને તમ નાથ
સંકટ સર્વે મારૂરે કાપો
નહીં તો ગૌ બ્રાહ્મણને પાપો
કોણ દેશને કોણરે ગામ
અહીં આવ્યાનું શું છે કામ.

અનુભાઇ— રાગ ઉપરનો

ચીત્રનગર મારૂરે ગામ
અહીં ભણવાનું છેરે કામ
કામ પડયું છેરે શું તમને
જેથી શોગન આપોછોરે અમને
કૃત્ય ખોટું બતાવોછો જેહ
તે હું કરવાનો નથીરે સંદેહ

હું ચીત્રનગરનો રહેવાશી છું ને મારી નાત દશાલાડ વાણીઆની છે. હું તમારી સાથે વીલાસ કરવાનો નથી સાથી કે મારે પત્નીવ્રત છે. તમારે એવું શું સંકટ છે કે મને ગૌબ્રહ્મહત્તાનું પાપ આપો છો તે કહો.

ગુણકા—મારે કોઇ જાતનું સંકટ નથી પણ મારાથી તમને દેખીને બેસી રહેવાતું નથી માટે મને આલીંગન આપી શાન્તિ આપો. નહીં તો આ એક સ્રી હત્યાનું, બીજું મારા આપેલા સોગન ગૌ તથા બ્રહ્મહત્યાનું

પાપ તમારા શીર છે. અનુભાઇ વીચાર કરવા લાગ્યો કે કંઇક શાસ્ત્રોમાં એવું જણાવે છે કે કોઇ નારી કોઇ પણ પુરૂષ પાસે રૂતુ દાન માગે તો તેને તે પુરૂષ ન આપે તો તેને ઘણુંજ પાપ લાગે છે. જો તેની સાથે ન વર્તુ તો એક શાસ્ત્રનું પાપ, બીજુ આપેલાં ગૌ તથા બ્રહ્મહત્યાનું પાપ લાગે માટે આંજ ગુણકા પાસે રૂતુ દાન આપવાની ના કહેવરાવું તો ઠીક પણ આ બધું કાર્ય આ સ્ત્રીનું નથી. પણ મારા મીત્ર લુચ્ચા સુરસીંહનું છે માટે ચાલો એક પંથને દો કાજ એક તો મીત્રના મનમાં લાગણી થશે કે વ્યભીચાર નહિ કરવો બીજુ બીચારી ગુણકા નર્કથી મુક્ત થશે આટલો વીચાર કરી અનુંભાઇ બોલ્યા સાંભળ સ્ત્રી મારે એક મહીનાનું વ્રત છે માટે હું તમારી સાથે એક મહીના પછી તમારા વીચાર પ્રમાણે વરતીશ મહીના પછી હું તમારા ચંદ્ર સરીખા મુખને નીહાળવા આવીશ.

ગુણકા—અરે પ્રાણનાથ આ દાસીને વીલી મુકીને જવાય કો નાના હું તમને મારાથી બીલકુલ વેગળા જવા દેવાની નથી તમો એક મહીના સુધી આ, મારા ભુવનમાં રહી આ દાસીને દરસન આપ્યા કરો. મુદત વીત્યા બાદ મારા વીચાર પ્રમાણે વર્તજો.

અનુભાઇ—ઠીક તેમ પણ કરવાથી મને કશો ગેરફાયદો નથી ચાલો તેમ કરીશું પણ અત્યારે અમે બે મિત્રો ફરવા જઇએ છીએ.

આ વાત સાંભળી સુરસીંહ મનમાં એટલો હરખાવા લાગ્યો કે—શાબાશરે શાબાશ ગુણકા તારી દોસ્તી કરનારને ધન્ય છે સત્તરવાર ધન્ય છે.

ગુણકા—પ્રાણનાથ આ દાસીને વીલી મુકીને જાવો છો તેના ચાલતાની હા કહુ છું.

સાખી

વેહેલા વળજો વાલમાં, પુરો મનની આશ,
૧મ દરશન બીન સામળા, કોઇ નહિ મુજ પાસ

પ્રાણનાથ આ દાસીને બજારમાં જઇ આવી જલદીથી દરસન આપો. આટલી વાતચીત કરી બંને મિત્રો બજારમાં ફરવા ગયા ત્યાં પેલા ઉપાય માટે રસ્તામાં ચીજો જોતા જોતા જાય છે તેવામાં તેમને એક મોં ફાડેલું પોલા પેટનું સોનેરી રંગનું પુતળુ જોવામાં આવ્યું ત્યારે સુરસીંહને અનુભાઈ કહેવા લાગ્યા—મીત્ર આપણી પેલી વહાલી ગુણકાને માટે ( આંગળી કરી બતાવે છે) આ પુતળુ લઇશું કે

સુરસીંહ—મીત્ર લેશો તેમાં મારી કંઇ રોકવણી નથી.

અનુંભાઇએ તે પુતળાને ખરીદ કરી ગુણકાને ઘેર આવી તેને (ગુણકા) આપ્યું.

ગુણકા—પ્રાણનાથ હવે રસોઇ કરો તો આપણે ત્રણ વહાલા જમવા બેસીએ. અનુભાઇ સાંભળી રસોઇ કરવા પેઠયા. રસોઇ તૈયાર થઇ ત્યારે જમવા બેઠા પહેલાં પ્રાણપ્રીયા પેલા પુતળાના મુખમાં આટલો ગ્રાસ મુકો, તેટલું સાંભળી ગુણકા મન હસી બોલ્યા સિવાય પુતળાના મુખમાં ગ્રાસ મુકયો. આવી રીતે અનુભાઇ ગુણકાના પાસે એક મહીનો કરાવ્યું ત્યારબાદ મુદત પ્રમાણે ગુણકા અનુભાઇને સ્પર્શ કરવા જાય છે ત્યારે અનુભાઇ કહે છે—પ્રાણપ્રીયા હું કંઇ નાશી જતો નથી પણ પેલું આપણું વહાલુ સોનેરી રંગનું પુતળું અહીં લાવો ગુણકાએ સાંભળતામાં પુતળુ હા-

જર કર્યું. ત્યાર બાદ અનુભાઇએ તે પુતળાનું માથું કળાથી છબેડી નાંખ્યું ને ગુણકા પ્રતે બોલવા લાગ્યા—

**અનુભાઇ**—જરા પ્રાણ પ્રીયા નસ્તી લઇને તેની વાસ લઇ આવો-આટલું કહેતાં ગુણકા વાસ લેવા જાય છે અહા ઘણીજ ખરાબ વાસ આવે છે તેને હું નાખી દઉં છું.

**અનુભાઇ**—તેને ક્યાં નાખીદયો, એતો તમારા ઘરમાં છો પડી રહ્યું.

**ગુણકા**—અરે પ્રાણનાથ શું તમે ઘેલા થયા કે, આવી ખરાબ વાસની વસ્તુ નાખી દેવાની ના કહો છો.

**અનુભાઇ**—તમારી આગળ ઘેલા તો ખરા ૦૪ તો પહેલા તે પુતળાને તમે સદા પાસે રાખવાનું કહેતાં હતાં ને હવે ના કહો છો.

**ગુણકા**—પ્રાણનાથ આ વાત મને બીલકુલ સમજાતી નથી.

**અનુભાઇ**—જેવી રીતે ઉપરથી સોનેરી રંગનુ પુતળું જોઇને આપણે રાજી થઇએ છીએ ને તેને ચાહીએ છીએ પણ જ્યારે ખરાબ વસ્તુ ભરેલી છે તે જાણવાથી વહાલું લાગતું નથી તેવીજ રીતે સોનેરી પુતળા રૂપી પુરૂષને જોઈ સ્ત્રીઓ મોહીત થાય છે ને સ્ત્રીને જોઇ પુરૂષો મોહીત થાય છે પણ સોનેરી પુતળામાં ખરાબ વસ્તુ ભરેલી છે તેવીજ રીતે આ માણસ માત્રમાં છે. માણસમા રહેલી વસ્તુ ક્યારે જણાય છે કે જ્યારે મોહીત થનાર માણસ મરી જાય છે ત્યારે માણસમાં ખરાબ વસ્તુ છે તેવી તેને ખબર પડે છે—

### સાખી.

નર્ક ભરેલું દેહમાં. તે જાણો નીરધાર,
પછી બહુ સંતાપશે, એહ કહુછું હું સાર.

**ગુણકા**—અહા! આવી રીતે માણસમાં ખરાબ વસ્તુ ભરેલી છે ત્યારે તો હું તમારી સાથે જે વીચાર જણાવુંછુ તે ટરવાને આતુર નથી હે બાઇ આ હજારો પુરૂષથી જારકર્મ કરનારીને કંઇ ઉપાય બતાવી જાવો.

સુરસીંહ આટલું સાંભળી ઘણોજ ખેદ કરવા લાગ્યો ને અનુભાઇ પ્રત્યે બોલવા લાગ્યો કે હે મીત્ર ગુન્હેગારનો ગુન્હો માફ કરી તેને પણ સત્ માર્ગે ચઢાવો; હું પણ મારા કરેલા કર્મનો પસતાવો કરૂ છું ને હવે આપના પ્રતાપથી ખોટા કર્મો કર્તાં અટકીશ.

**અનુભાઇ**—આ દરીયારૂપી સંસાર. તરી જવા આપણને મોકલેલા છે પણ દરીયારૂપી સંસાર કોઇજ મનુષ્ય તરે છે પણ ઉલટા પ્રાયશ્ચીતમાં ભરાઇ સંસારરૂપી સમુદ્રમાં ગોથાં માર્યાં કરે છે તેથી તેનો કોઇ દીવસ આરો આવતો નથી.

### સાખી.

સુખ નહી સંસારમાં, નર્ક પ્રીતીના પંથ
ગુણ ભરેલો રામમાં, રામ ભજી લે અંત

### ભજન.

પ્રાણીઆ ભજી લેને કીરત્તાર, આતો સ્વપ્નું છે સંસાર ટેક
આ અવનીમાં આપ્યો તમને, સારો જોઇ અવતાર
કાચો કુંભ ગણીલે દેહને, માટીમાં મળનાર ટેક
ગંદી દેહને ગયાણુ નથી આ, સમજો નહી કંઇ સાર

સંસાર રૂપી દરીયો મોટો, જાવું પેલે પાર ટેક
દરીયામાં તો વહાણુજ ચાલે, પવન થકી લહેલાટ
તેવી રીતે આમાં જોઇએ, ભક્તી તણો જુજ બાગ ટેક
જીવો જ્યારે પ્રભુ ન ભજે, પડે નહી કંઈ કામ
મરી ગયા ત્યારે મનમાં સમજે, ક્યાં છે પ્રભુનું નામ ટેક
કાચનું વાસણ ઘડી ન રહે, પછડાતાં ફુટી જાય
તેવી રીતે કાયા તારી, ફુંકે પ્રાણુજ જાય ટેક.
તમ પગલાના હેઠે તારૂ, મોત ભમે છે સાર
બાઈ ડરીને નહી ચાલો તો, ખાશો જમના માર ટેક.
ભાઇ બેન તમે મનમાં સમજો, ભજી લહો કીરતાર
પાછળથી પસ્તાવું પડશે, નરોતમ કહે છે સાર ટેક.

## ભજન વેરાગીનું.

રામ નામ્ર સમશેર પકડલે, કૃષ્ણ કટારા બાંધલીયા
દયા ધરમકીઢાલ પકડલે, જમકા દારા જીત લીયા.

ગુણકા—હવે હુ શ્રી રામજીની ભકતી કરી મારો દેહ પાડવા ઇચ્છું છું.

અનુભાઇ—ભલે હવે તમો ભકતી કરી લીન થાવો અને હમે પણ પાસ થયા છીએ એટલે હમે પણ જઇએ છીએ.

ગુણકાની ભગવાને એક નીષ્ઠાથી ભકતી જોઇ તેને મોક્ષપદ આપ્યો. માટે મારા વહાલા વાંચક વર્ગ વેસ્યા કે જેને રૈ રૈ નર્કમાં પણ બેસવાનો ઠામ મળતો નથી તેણુ પોતાના કરેલ કુકર્મોનો પસ્તાવો કરી કુકર્મો તજી સાચી ભકતીમાં જોડાઇ છેવટે મોક્ષપદને પામી તો તમો પણ તમારા પાપ કર્મોનો પસ્તાવો કરી તેવા કુકર્મોને તન ધન મનથી ધીકકારી, નીતિ માર્ગે ચાલી, ઇશ્વરની ભકતી કરશો

તો તમો પણ છેવટમાં મોક્ષપદને પ્રાપ્ત થશો માટે એવાં વિષયાદી કુકર્મો જેને તમે સુખ માનતાં હો તેનો તન મનથી વીચાર કરો તો સમજાશે કે તે આ ફાની દુનીઆમાં કંઇપણ સુખરૂપ નથી ને છેવટમાં રૌ રૌ નર્કમાં વાસ કરાવનાર છે માટે જેવી રીતે ગુણકાએ કુકર્મો તરછોડી ઇશ્વર ભકિતમાં ચીત્ત લગાડયું તેમ તમો પણ તેવાં પાપકર્મ તજી ખરી નિષ્ઠાથી ઇશ્વરની ભકિત કરશો તો ઇશ્વર તમને સદ્‌ગતી આપશે. અસ્તુ

અનુભાઇ દીલ્લી આવ્યા ત્યાર બાદ તેમનાં લગ્નની તૈયારી કરવા માટે રતનગર તેમના પીતાજી ખીમજી શેઠને કાગળ લખવા બેઠા

સ્વસ્ત શ્રી રતનગર મહા સુભસ્થાને અનેક સુભોપમાલાયક શ્રી સદાહિતકારી પરમપવિત્ર શેઠ ખીમજી લક્ષ્મીચંદની ચીરંજીવી ઘણી લજો. એતાનશ્રી ચાંવનગરથી લી. શેઠ ભીમજી પ્રેમજીના યથાયોગ વાંચજો જત લખવાનું કે અમારા દીકરા અનુભાઇ દીલ્લીમાં ભણવા ગયા હતા તે ખુશી આણંદથી પાસ થઇ આવેલા છે માટે તમો તમારી દીકરીના શુભલગ્નનું મુહુર્ત જોવરાવી આ તરફ કાગળ લખશો. તે ઉપર અમો જાન લઇ વેલાસર આવીએ. થોડું લખ્યું ઘણું કરી માનજો. લી. શેઠ ભીમજી પ્રેમજીના જેશીકૃષ્ણ વાંચજો.

આવો કાગળ લખી ખુખલા પંડયાને આપી રતનગર જવાનું કહી પંડાજીને જમાડી કાગળ આપી વીદાય કર્યો. છેવટે ખુખલા પંડયા ચાલતા ચાલતા રતનગર આવી પહોંચ્યા. ત્યાં તેઓ ઘણા મહોલ્લાઓમાં ફર્યા પણ ખીમજી શેઠના ઘરનો પત્તો લાગ્યો નહિ છેવટે ચાડીઆ ચોરે આ-

વીને પુછયું તો ખબર મળી કે ખીમજી સેઠનું ઘર સરકીઆ પોલમાં છે તેવી ખબર મલતાં પંડાજી સરકીઆ પોલમાં પુછતા પુછતા ખીમજી શેઠને ઘેર આવ્યા ને ખીમજી સેઠના હાથમાં કાગળ આપ્યો.

કાગળ વાંચી પંડાને જમાડી પંડા સહીત ખીમજી સેઠ દીકરીનુ લગ્ન જોવરાવવા જોશીના ઘેર ગયા. મુરત પુછતાં માહા સુદ પાંચમનું મુહુર્ત આવ્યું. મુહુર્ત જોવરાવી ખીમજી શેઠ કાગલ લખવા બેઠા.

સ્વસ્તશ્રી ચીત્રનગર મહાસુભસ્થાને પુજારાધે અનેક શુભોપમાલાયક શ્રી સદા હેતકારી પરમ પવીત્ર સેઠ ભીમજી પ્રેમજી તથા આપના ચીરંજીવી અનુભાઇ તથા આપના મીત્ર મંડલ તથા બાલ બચ્ચાંની ચીરંજીવી ઘણી હજો. જત લખવાનું કે આપનો કાગલ વાંચી મુહુર્ત જોવરાવવા ગયા તો માહા સુદ ૫ નું લગ્ન આવે છે તે ઉપર જાન લઇ વેલાસર પધારશો.

લી. ખીમજી લક્ષ્મીચંદના જેશીકૃષ્ન વાંચજો.

આવો કાગલ લખી ખુખલા પંડયાને એક મોહોર દક્ષણા તથા કાગલ આપી સવારમાં વીદાય કર્યા.

રસ્તામાં ખુખલા પંડા વીચાર કરતા કરતા જાય છે કે એક મહોર આવી છે તેની એક કપીલા ગાય લઇશું તેનું ટંકે પાંચ પાંચ શેર દુધ થશે તે વેચીશું બાર મહીનામાં આપણે એક સુડીદાર થઇશું તેમાંથી આપણી દીકરી ઠંકુને પરણાવી બાકીના રૂપીઆ સેવખાની જનોઇમાં તથા તેને પરણાવવામાં વાપરીશું એમ વીચાર કરતા કરતા જાય છે તેવામાં તેમને એક કોલી મલ્યો.

**કોલી**—ક્યાંથી આવે છે

**ખુ.**—રતનગરથી

**કોલી**—શું કરવા ગયોતો.

**ખુ.**—લગનની કંકુતરી આપવા.

**કોલી**—તારે તો દક્ષણા બીજી લાવ્યો હેકે.

**ખુ.**—નારે એમાં દક્ષણા સેની.

**કોલી**—હેની હેની શું કરેછે બતાવને તારાં લુગડાં.

**ખુ.**—નારે લુગડાં જોયામાં શો માલ છે. ખુખલા-પંડા ના ના કરતા રહ્યા ને કોલી વળગ્યો તે પેલી મહોર ખોળી કાઢી.

**કોલી**—મારો ઓળખો નાતો કહેતો હતો પણ પીલો પીલો જનાદી નીકળ્યો.

**ખુખલા પંડયા**—ચોરી કરવી નહી પાપ થાય છે તમે ચોરી કરી છે તેથી તમો કથા કીરતન સાંભળો કે તમારૂ થયેલું પાપ નીવારણ થાય.

**કોળી**—આખો દહાડો કથા કીરતન સાંભળવાથી શું થાય છે.

**ખુખલા પંડયા**—સાંભળો આખો દહાડો કથા કીરતન સાંભળવાથી તો પૈસા મળે તથા પાપ નીવારણ થાય પણ જુજ કથા સાંભળનારને બહુજ લાભ થયો છે. તો તેની ચંદ્રકાંતના પ્રથમ ભાગમાં અષ્ટાદશ બીંદુમાં નીચે પ્રમાણે દષ્ટાંત છે ને તેને જુજ કથા કીરતન સાંભળવાથી આટલો લાભ થયો છે તે સમજાશે. મારા વાચક વર્ગ આ એક દષ્ટાંત ચાલુ કરછું તે વાંચી ખાત્રી કરો કે

ચોરી કરવાથી પાપ થાય છે. એક નગરમાં બહાદુર ચોર રહેતો તેને પોતાની આખી ઉમરમાં ઘણી મોટીમોટી ચોરીઓ કરી દ્રવ્ય મેળવ્યું હતું તે સર્વે વાતે નીપુણ હતો ને તે જાણતો હતો કે શાસ્ત્ર તથા પુરાણ ઇત્યાદી શ્રવણ કરવાથી માણસ નક્કી સત્વગુણી ને ઉત્તમ પુણ્ય કરનારો થાય છે માટે આપણે ચોર લોકોને એ વાસત્વ ગુણી થવું પાલવે નહિ એમ ધારીને પોતાના છોકરાઓને તેવા થતાં અટકાવવા માટે તે બહુજ કાળજી રાખતો હતો કેમકે તેની એવી ધારણા હતી કે એવા વીચારવંત થવાથી તેઓ લુંટફાટ કરતા અટકશે તો તેઓ ભૂખે મરશે અને મારૂ નામ ડુબાડશે આ વીચારથી ઘેરાયેલો તે ચોર મરણ પથારીએ પડયો તે વેળાએ તેના છોકરાઓ ચારે બાજુએ વીંટાઇ બેઠ્યા અને તેમને દાટેલી થાપણની વાત પુછી તે ણે (ચોરે) જે જ્યાં હતું તે તેના વારસામાં તેના છોકરાઓને બતાવ્યું છતાં તેનો જીવ જતો નહોતો. ડોસાના આવા હાલ જોઇને છોકરાઓએ આતુર થઇને પુછ્યું—કાકાજી તમારો જીવ કેમ પીડાય છે, શી વાતમાં તમારો જીવ રહે છે તમે સુખેથી તમારા જીવનો ઉદ્ધાર કરો, ત્યારે ડોસાએ ડાચકાં ખાતાં ખાતાં કહ્યું: બાઇઓરે તમો મોટા થયા એટલે તમો મારૂં કહ્યું માનો તો કહું—દીકરાઓ કહે છે—દાદાજી તમે કહેશો તેમ કરીશું તે સાંભળી ડોસાએ કહ્યું કે મારી પછવાડે દહાડો પાણી તો તમારી સંપત પ્રમાણે કરજો. પણ મારે તો કહેવાનું એટલુંજ કે તમારે કોઇએ કોઇ દીવસ કથા કીરતન સાંભળવી નહિ તેમજ કોઇ સંત પુરૂષની પાસે બેસવું નહિ. અમારા ઘરડા જે અમને ફરમાવી ગયા છે તે હું તમને ફરમાવુંછું માટે મારા ફરમાવ્યા મુજબ તમારે ચાલવું. એટલું કહી ડોસાએ

કાળ કર્યો. પછવાડે છોકરાઓ પોતાના બાપના કહ્યા પ્રમાણે વર્તવા લાગ્યા કોઇ ઠેકાણે કથા કીરતન થતું હોય તો ત્યાંથી તેઓ આડા માર્ગે ચાલ્યા જાય, બેઠયા હોય ને ઠેકાણે કોઇ સદ્દપુરૂષ આવી ભગવાનનું નામ દે કે તરત તેઓ ચાલતા થાય. આ પ્રમાણે ધુડ સરખા મુંઢ થઇ ને તે અજાણ છોકરા વર્તતા હતા. એક દીવસે કોઈ મંદીર આગળ હરીકથા થતી સંભળાઇ તો બાપના વચનને અનુસરીને કથાનો એક શબ્દ સાભળવો ન જોઇએ—પરંતુ માર્ગમાંથી આડે અવળે રસ્તે જવાય તેવું નહોતું તેથી તેને કાનમાં આંગળીઓ ઘાંલી અવળુ મ્હોં કરી ચાલવા માડયું. ઉપર આંખને નીચે પગ તેથી માર્ગમાં શું પડયું છે તે દેખાતું નહોતું. કર્મ સંજોગે માર્ગમાં એક બાવળનો કાંટો ઉભો થઇ રહ્યો હતો તે તેના ( બહાદુર ચોરના છોકરાના ) પગમાં ભચ દઇને પેશી ગયો. હવે કાંટા કાઢયા શીવાય ચલાય તેમ નહોતું તેથી ન ચાલતે કાનમાંથી આંગળી કાઢી કાંટો કાઢવા ઉભો રહ્યો ને જલદીથી કાંટો કાઢી નાંખ્યો પણ તેટલી વારમાં મંદીરમાં થતી કથાના બેચાર શબ્દો તેના કાનમાં પેશી ગયા તેના સાંભળવામાં આવ્યું કે ( દેવને છાયો હોય નહિ ) તેને કાંટો કાઢી ચાલવા માંડયું પણ પેલી વાત ( દેવને છાયો હોય નહિ ) તેના હૃદયમાં ચોટી રહી.

એક દીવસે તે મધ્યરાત્રે ચોરી કરવા નીકળ્યો ત્યાં તે વખતે રાજમહેલની બારી ઉઘાડી નજરે પડી ચોકી પેરાને ભુલવી પોતાની પાસે રાખેલી પાટલા ઘોને ચઢાવી તે પહોચી કે તરત દોરી પકડી તે પણ ચઢી બારી ઉપર જઇને બેઠા. ઉપર ગયો કે તેણે જવાહીર વગેરે દેખ્યું ને પો-

ત્તાની પાસે પછેડીથી ગાંસડો બાંધી દોરડાને પાશી ગાંસડો નીચે ઉતાર્યો. ગાંસડાને ઉચકતાં પોતાથી ઉચકાય તેમ ન લાગવાથી તે વીચારમાં પડયો. વીચાર કરતો હતો તેવામાં પાસેની દેવડી પછવાડે એક ઊંટ બેઠેલું હતું તેના જોવામાં આવ્યું કે તરત ધનનો ગાંસડો ઉંટ ઉપર નાખી યુકતિથી ઉંટને ઉભું કરી રાજવાડામાંથી બહાર નીકળ્યો ત્યાંથી તેને ગુપ્ત રસ્તો ખોળી કાઢી ચાલવા માંડયું. ઘેર પહોચતાં ધનને જમીનમાં દાટી દીધું ને ચોરીનો પતો ન લાગે એટલા માટે ઉંટને ઠાર મારી નાખ્યું.

બીજે દીવસે રાજાને ખબર પડતાં રાજાએ વીચાર કર્યો કે જ્યારે મારાજ મહેલમાંથી ચોરી થઇ ત્યારે રૈયતની તો શી ગુંજાશ? માટે ગમે તેમ કરી ચોરને પકડી યોગ્ય શીક્ષા કરવી આટલો વીચાર કરી રાજાએ ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે ચોર જે કોઇ માણસ ખોળી લાવે તેને ઇનામ આપવામાં આવશે. નગરમાં ઢંઢેરો ફેલાવ્યો પણ કોઇએ હીમત ધરી નહિ ને છેવટની એક વેશ્યા ચોર પકડવાને તૈયાર થઇ. આ જાતની સ્ત્રીઓ ઘણીજ ચતુર હોય છે ને દગા કરનારી હોય છે. વેશ્યાએ પોતાનો સુંદર વેશ તજી એક કંગાળ ભીખારણનો વેશ લીધો. એક હાથમાં તંબુરો ને બીજા હાથમાં રામપાત્ર ( ચપણીયુ ) લઇ ભજન ગાતી ગાતી ચોર લોકોના મોહોલામાં ગઇ. ત્યાં આવી દયામણું મ્હોં કરી કહેવા લાગી કે ઓ બાઇઓ મારે મારા છોકરાને મહાણુ રોગ થયો છે. જરા દવામાં ઉંટનું માંસ જોઇએ છે. માટે જો હોય તો આપો તો મારા છોકરાને જીવત દાન આપ્યું. આટલું સાંભળી જે ચોરે આગલે દીવસે ઉંટને ઠાર મારી નાખ્યું હતું તે ચોરની સ્ત્રીએ તેને થોડુ માંસ

આપ્યું. પેલી વેશ્યાએ ફલાણા ઘરમાંથી માંસ આપ્યું છે તે જાણવાસારૂ નીશાની માટે એક કંકુનો થાપો માર્યો ને કોઇને સંશય ન પડે તેટલા માટે ચોરની સ્ત્રીઓને સમજાવ્યું કે હું એક દેવીની સેવકી છું માટે તમને આશીર્વાદ માટે આ એક કંકુનો થાપો મારૂંછું તેથી તમારા ઘેર લીલા લહેર થશે તેટલું કહી ત્યાંથી તે ચાલતી થઇ.

સાંજે ચોરે કંકુનો થાપો જોતાં વીચાર કર્યો કે કોઇ ઉસ્તાદ મળ્યો તેટલો વીચાર કરી તેવા થાપા દસ બાર ઘેર મારી આવ્યો ને પોતાના ઘેરથી તે જગો લીપાવી નાંખી બીજે દીવસે વેશ્યાએ કહ્યું કે લીપેલી જગા છે તેજ ચોરનું ઘર છે ને બાકીના નથી પણ વધુ તપાસ કરવા માટે એક દેવીનું સ્વરૂપ લઇ રાત્રે આવી બારણા આગળ ઉભી રહી કહ્યું કે–હે દુષ્ટ ઉઘાડ તું મારી માંનેલી માનતા નથી કરતો તેજ તું ! આટલું સાંભળી ચોર બારણું ઉઘાડી જુવે છે તો એક હાથમાં સગડી બીજા હાથમાં ત્રીશુળ જોઇ ચોર થર થર કંપવા લાગ્યો ને કહેવા માંડ્યો કે માતાજી તમારી કૃપાથી રાજમહેલમાંથી ચોરાયેલું ધન મને પચશે તેમાંથી તમારી ચોથ મારે કરવાની છે પણ આ વાત ટાઢી પડશે એટલે અમે તમારી માનતા કરીશું આટલું કહી કાલાવાલા કરી માતાજીને વીદાય કર્યાં.

વેશ્યા રાજી થતી જાય છે કે નક્કી તેજ ચોર સવારના પહોરમાં તેને પકડાવું પણ પોતાની પાસે રાખેલી સગડીનું અજવાળું પડતું હતું તેથી તેની છાયા જમીન ઉપર પડતી હતી તે જોઇ ચોરે વીચાર કર્યો કે—દેવને છાયા હોય નહી ને છાયા છે તેથી નક્કી આ વાતમાં દગો છે આટલો વીચાર કરી કૃત્રીમ દેવીની પાછળ દોડી દેવીને

પકડી ઘરમાં ભુંયરૂ હતું તેમાં કેદ કરીને તેણે (વેસ્યાને) રીબાવી રીબાવીને મારી નાંખી.

વેસ્યાની મુદત પુરી થઇ ને પત્તો ન લાગ્યો તેથી રાજાએ બીજો ઢંઢેરો પીટાવ્યો કે ચોરને પકડી લાવે તેને મારી દીકરી તથા અડધી રાજગાદી આપું. ચોર રાજા પાસે ગયો અને કહેવા લાગ્યો કે રાજા સાહેબ આપનો ચોર હું માટે આપના બોલ પ્રમાણે તમારી દીકરી મને પરણાવો અને અડધી રાજગાદી આપો. રાજાએ ખુશી થઇ પોતાની દીકરીને પરણાવવાની અને રાજગાદી આપવાની હા કહી. ચોરે વીચાર કર્યો કે જાહેર થયેલા ચોરને બેડી હોય કે રાજગાદી હોય પણ પેહા મંદિર આગળ થતી કથાના વાકયોનો આટલો પ્રતાપ માટે હવે તો ભકતી કરી મોક્ષપદને પ્રાપ્ત થવું. આટલું દ્રષ્ટાન્ત કહી ખુખલા પંડ્યા કહે છે—જુઓ એક જુજ કથા કીરતન સાંભળવાથી રાજ્યની પ્રાપ્તીવાળો થયો. માટે કથા કીરતન સાંભળવાથી પાપ નીવારણ થાય છે. આટલું સાંભળી કોળીએ લીધેલી મહોર પાછી આપી તે દીવસથી ચોરી કરવાનું બંધ કરી ભકતી કરીને પોતાનો દેહ પાડયો. છેવટે મોક્ષપદને પ્રાપ્ત થયો. માટે મારા વાંચક વર્ગ કથા કીરતન તથા ભકતી કરવી એજ જીંદગીનું અમુલ્ય રત્ન છે માટે કથા કીરતન સાંભળી દેહ મુક્ત કરવો એજ ઘણુંજ ઉત્તમ છે. આટલું દ્રષ્ટાંત કહી ખુખલા પંડ્યા આગળ ચાલવા લાગ્યા. કેટલાક દીવસે ચીત્રનગર આવી પહોચ્યા તે રાજી થતો ભીમજી શેઠને ઘેર આવ્યો.

ખુખલા પંડ્યાએ આવીને પત્ર આપ્યો. (ઇંદુમતીનું અંતપુર) ઇંદુમતી દાસી સાથે કહે છે—

ચેન પડે નહી મારે મનમાં
દુઃખ સેહેવાય નહી, મારા તનમાં
વાત શું કરૂં બેની તુજને
ઘેલી કરી છે વીર્ય મુજને
લાય લાગે છે મારા અંગમાં
રસીયા કારે રમસે રંગમાં

**દાસી કહે છે**—બેન ચીંતા કરીશ નહી થોડાજ દીવસમાં તારા મનના ઉમંગ ફળીભુત થશે. પણ ચાલો સવનકાળ થવા આવી છે અને આજે પુનમ છે માટે ચાલો પુજન કરવા જઈએ.

બધી સાહેલીઓ ભેગી થઈને આવે છે અને ગરબો ગાય છે.

**( પુનમ ચાંદનીનો રાગ ).**

ચાલો સહીઅરો આજે પુજન કરીએ આપણેરે,
જઈએ સખીઓ મળીને પુજન કરવા કાજ.
હાંસે હળી મળી સૌ પુજન કરીએ આપણેરે, ચાલો ટેક૦

**સાખી.**

પુનમે પુનમે પુજીએ, ચંદ્ર દેવ સાક્ષાત,
ફળ પુજાનું આપજે, કહીએ સાચી વાત.
અક્ષત કેશર લઈએ બેની આપણુ સાથમારે,
જેથી ચંદ્ર દેવતો આનંદ પામે આજ. ચાલો૦

**સાખી.**

હેતે હળી મળી આપણે નહીએ ગંગામાંય,
સ્વામી સાથે વર્તસુ એ છે સ્ત્રીની બાંય.
પુજન કરીને સખીઓ તો બહુ રાજી થાય છેરે,
આનંદ પામીને પોતાને ઘેરે જાય. ચાલો૦

આટલો ગરબો ગાઇ બેનપણી ઇન્દુમતીની હાંસી કરવા માંડી. બેન ? હવે તો તમારા લગ્ન ઢુકડાં આવ્યાં શું તમે પરણી રસીયાની સાથે રમશો.

**સુલક્ષમી**–બેન ? પછી તો બોલાવશોએ નહી કે ?

**ઇંદુમતી**—ચુપ, ચુપ, ચુપ,

**માલતી**—બેન ? ચુપ કરે છે તે તમે સમજ્યાં કે

**બધી સાહેલીઓ**—ના ના.

**માલતી**--આપણે એમ જાણ્યું કે રસીયાની સાથે અમે ચુપચુપ રમીશું પણ શું ? બેન સાહેલીઓને બોલાવીશ નહી કે ?

**ઇંદુમતી**--બેનો ? તમે શું મારી હાંસી કરો છો? જેમ રહેવાતું હશે તેમ રહીશું બેનપણીઓ તમને હું કદી વીસારનાર નથી.

પત્ર વાંચી ભીમજી શેઠ જાન લઇને રતનગર આવ્યા વેવાઇએ જાનીવાસો આપ્યો.

અનુભાઇ પરણવા માટે આવ્યા તે વખતે ગાએલું ગાણું.

**વર તરફનાં બૈરાં**—

તુ તો મોકલ વેવાઇ હાથીડા.
બેસી આવે છે વરજીના સાથીડા,
આવે આવે વાસુદેવનાં નંદ, પુનમકેરા ચંદ, દીવા કેરી જોત,
દીવા કેરી વરધ કે બાઇ બાઇરે અજવાળારે, ટેક.
તુતો મોકલ વેવાઇ વેલડી.
બેસી આવે છે વરજીની બેનડી, આવે આવે૦
તુતો મોકલ વેવાઈ સાડલી.
પેરી આવેરે વરજીની માડલી, આવે આવે૦

ખુબ ગુલાલ મંગાવોરે.
રૂડી રંગોળી કઢાવોરે, આવે આવે૦
ખુબ કંસાર ખાંડ મંગાવોરે.
માંડી ધ્રત બહુ વપરાવોરે. આવે આવે૦

આ ગાણું ગાયા કેડે તરત વરને પુંખી લેઈ લગ્નની સામગ્રી કરવા માંડી તેટલામાં ગોર આવ્યા. ગોર લગ્ન કરવા બેઠા. લગ્ન કરી રહ્યા બાદ માહ્યરામાં વરકન્યાને બેસાડયાં તેમાં મંગળ વરતાણા તે વખતે કન્યા તરફનાં બૈરાં ગાવા માંડયાં.

આજ મારે આનંદનો દીન આવ્યો રે
ઇન્દુબાને કંઠ રૂડો મન ભાવ્યો રે
અનુભાઇ ચતુરસુજાણ દીસે છે રે
સરખા સરખું જોડું જોઇ મન હરખે છે રે આજ૦

લગ્ન કરી રહ્યા પછી જાન ધારા પ્રમાણે રાખીને ઇંદુમતીને વળાવી ઘેર ગયા કેડે શી બીના બની તે મારા વાચકવર્ગ વાંચો.

કીશોરગવરી કહે છે—ભાભી જોજો મારો ભાઇ નાનો બાળ છે તેને સમજાવીને કામ લેજો.

ઇંદુમતી શરમાઇને કાંઇ બોલી નહીં ત્યારબાદ થોડીક વારે અનુભાઇ પણ ત્યાં આવ્યા કે તરત તેમની બેન હેઠે ચાલી ગઇ.

એકાંત વખત મળ્યાથી ઇંદુમતી કહેવા લાગી કે—પ્રાણનાથ કેમ કાંઇ બોલતા નથી ને દીંગમુઢ બની ગયા છો ?

**અનુ૦**—( મશ્કરીમાં ) વળી તમે મને પ્રાણનાથ કહેવાવાળાં કોણ છો ?

ઈંદુ૦—હું તમારી અરધાંગના.

અનુ૦—અર્ધાંગના એટલે શું ? તે હું સમજતો નથી.

ઈંદુ૦—થોડા દીવસમાં તમોએ જેની સાથે લગ્ન કરેલું તે સ્ત્રી.

અનુ૦—તે સ્ત્રીને હું ઓળખતો નથી અને જો ઓળખતો હોઉં તો એ શું તેને મારા પાસે આવવાની શી જરૂર.

ઈંદુમતી આટલાં વાક્ય સાંભળી ( સોસ કરે છે ) અરેરે આવી ચતુર સ્ત્રીને આવો મૂર્ખ પતી મળવો યોગ્ય છે તેમ કરી ઉદાસ થઇ નીચે ઉતરવા જાય છે–તે જોઇ અનુભાઇ ( મનમાં ) રીસાએલી ચતુરાને મનાવવાનો કાંઇ ઉપાય કરૂં.

અનુ૦—અરેરે આવો રે આવો. મેડી ઉપર અગ્ની દાખલ થયો છે—તે સાંભળી ઇંદુમતી કહે છે કયાં પ્રાણનાથ ?

અનુ૦—કોઇ ઠેકાણે અગ્ની નથી, પણ હું તો તમારી મશ્કરી ખાતર આટલાં વાકય કાઢયાં.

ઈંદુ—શું ? મશ્કરી મશ્કરી ?

અનુ૦—હા મશ્કરી.

રાણીજી પ્યારા વીનતી ધરો મારી કાન ( એ રાહ )
રમણી રંભા રમી રહય મોઝાર
ઈંદુ૦—પુર્વના પુન્યે પામી ચરણ તમ નાર
અનુ૦—ભાગ્યશાળી હું ભામની પામ્યો ધન્ય મારો અવતાર.
ઈંદુ૦—ચતુર પતી આ ચતુરાને મળજો કહું છું વારંવાર

આટલી વાતચીત કરી બંને એકામહથી છુટાં પડી ગયાં.

મારા વહાલા વાચકવર્ગ જુઓ ? આ સ્ત્રી પુરૂષનું હેત ! જુઓ આવો વખત ને આવું હેત. આજકાલ સ્ત્રી પુરૂષોમાં મારા દરશાવ્યા પ્રમાણે હેત નહીં હોય, પણ તેમ ન રાખવું જોઇએ. પરમેશ્વરે આપણને સ્ત્રી ઉપર હેત પ્યાર રાખવા મોકલેલા છે ને સ્ત્રીઓને પુરૂષ ઉપર હેત પ્યાર રાખવા મોકલેલી છે તેમ તેઓ કરતા નથી તેથી પરમેશ્વરના કાયદા પ્રમાણે સ્ત્રીઓ તથા પુરૂષો ગુન્હેગાર થાય છે તે ખરૂં છે. માટે સ્ત્રી પુરૂષે હળીમળી ચાલવું ને પરમેશ્વરની સ્તુતી આપણાથી જેટલી બને તેટલી કરવી તેથી પરમેશ્વર આપણા ઉપર રાજી રહે.

થોડા દીવસ કેડે ઇંદુમતીને પોતીક મીયેરથી તેડુ આવવાથી તે ગઇ ને પાછી સાસરેથી તેડવા આવેથી પોતીકા ઘેર આવી, આનંદથી હળી મળીને રહેતાં હતાં. તેવામાં પરમેશ્વરના કશા પણ ગુન્હામાં આવવાથી કે કોઇને શ્રાપ લાગવાથી કે કોઇનો કંઇ બગાડ કરવાથી એક અણચીંતુ ઓચીંતુ વીઘ્ન આવી પડ્યું, તે મારા વાચક વર્ગની કૃપા મારા ઉપર હશે તો હું કહીશ એમાં કંઇ નવાઇ જેવું નથી. હું તો એક મારા વાચકવર્ગનો ને સ્વદેશ મીત્રનો દાસનોએ દાસ છું તેથી સ્વદેશી સેવા બજાવી લઇશ પણ ચોપડીના ઓખ પ્રમાણે મારા ઉપર કૃપા કરીને ચાલવું જોઇએ સુરસીંહ અને પોતાની ભાભી તથા કુટુંબ સહીત આનંદથી બેઠેલા છે તેવામાં એક બ્રાહ્મણ આવ્યો ને કાલાવાલા એવા કર્યા કે—મારા વાચક વર્ગ તે નીચે પ્રમાણે છેઃ—

ઓ બાપજી મારા માથે એટલું દુગ્ખ છે કે કંઇ કહેવાનું રહ્યું નથી. જુઓ મારી આંધળી છોડીને સારા ઘેર પરણાવવી છે તેથી દોઢએક હજાર રૂપિઆનો ખર્ચ છે ને છોકરાને પરણાવવો છે તેથી રૂપિઆ પાંચસેનો તે પણ ખર્ચ છે ને વળી ઘરમાં તો હાંલ્લાં કુસ્તી કરે છે.

સુરસીંહ—લે ભીખારી હું તને અર્પણ કરૂં છું આજ

મારૂં તો નામ જ રહેશે, તારૂં સરશે કાજ. લે૦

લ્યો મહારાજ લ્યો હું તમને રાજી ખુશીથી આ પાંચ હજારનું કડું આપી દઉં છું તે તમે ખુશીથી વટાવી પૈસા લઇ છોડી છોકરાને પરણાવો તો મારૂં નામ રહેશે: ને તમારૂં કામ સરશે ને વળી પૂણ્યનું કામ છે. એટલું કહેતામાં બ્રાહ્મણે આવીને દાન લીધું ને વીચાર કરતો જાય છે. રતનીને કન્યાદાન દઇશું ને પોમલાને નીરાંતે પરણાવીશું બંને જોડું આમ તેમ ફરીશું ને નાતમાં મહાલીશું અને મોટા શેઠીઆ કહેવાઇશું. ઘેરે સો, સવાસો વહાણ ચલવીશું. પણ પેલા નંદશંકરને નહિ બેસવા દઊં કેમકે મને ઘણુંજ દુઃખ દીધું છે; પોમલાની મા શેઠાણી કહેવાશે, ને હું શેઠ કહેવાઇશ. બે ચાર ચાકર રાખીશું, કે સાળા પગચંપી તો કરે પણ જો વધારે લાભ મળશે તો બ્રાહ્મણની વાડી પડી ગઇ છે તેમાં થોડા પૈસા ખર્ચી નવીન કરાવીશું. આટલો વીચાર કરીને એક વડના ઝાડ તળે કડું જોવા જાય છે તેવામાં એક મહા ચતુર સમડી આવી બ્રાહ્મણ બાપના હાથમાંથી કડું ઝુંટાવી લઇ નાશી ગઇ. બ્રાહ્મણ કહે ઓ સમડી તું ક્યાં લઇ જાય છે! ક્યાં લઇ જાય છે! મારા બધા વીચાર અકારજ જાય છે. માટે તું મારી કરેલી મહેનતની ફળની દોલત લઇ જઇશ નહિ પણ

સમડી લો કહેતા કહેતામાં નાશી ગઇ ને પત્તો લાગ્યો નહિ. છેવટે સમડીએ આગળ જઇને જોયું તો સુવર્ણ નાખ્યું કે તરત કુંભારવાસમાં કુંભાર ચાકડો ફેરવે છે ને કુટુંબ સાહીત નીચેનું ભજન ગાય છે.

( વહેરત નીંદ્રા તું ક્યાંસી આઇ એ રાગ ).

પરમેશ્વર છે પ્રુપજ સાચો,
કાયા ગણી લે કુંભજ કાચોઃ
જાણી લે આ જાય છે જુઠી,
ખાલી દીસે છે વાયુની મુઠીઃ

આટલું ભજન કહેતામાં સમડીએ ઉપરથી પેલુ અમુલ્ય કડુ નાંખ્યુ, તે જોઇ કુંભારણ—

**કુંભારણ**—હુ પડયું.

**કુંભાર**—માલ પડયો—

**કુંભારણ**—ચાલો કામમાં આવશે છોકરાને પરણાવવાના કામમાં આવશે.

**કુંભાર**—તારા બાપનો થયો કે,

**કુંભારણ**—ત્યારે હુ કરશો

**કુંભાર**—રાજમાં આપી આવીશું કે કોઇ બીચારાનો હોય તો ધણી જાગે.

**કુંભારણ**—તારે બાપ ક્યાં આપવા જઇએ, એ તો છો પડી રહ્યા કાંઇ કામમાં આવશે.

**કુંભાર**—ના હું તો રાજમાં આપી આવીશ.

( મીયાં મોરી મહાણે કાડુ હુ તારો આજ એ–રાગ ).

**કુભારણ**—પીટયા બહારથી કમાઈ ન લાવે પાઇ રાતી
હુંતો કુટુ તારા નામની છાતી.

કુંભાર—પારકુ કડું ન લેવાય હો પ્યારી,
તું તો માની લે કહુ છું વારી
કુંભારણ—આપવા જરૂરોજ નહી.
કુંભારણ—આપ્યા વિના ચાલે નહી

બીચારાનું ખોવાયું હશે તેનો જીવ નહિ બળતો હોય માટે તેવા ધનનો આપણે શો ખપ છે.

કુંભારણ—હા, હા, ખરી વાત જાવો ત્યારે જલદીથી આપી આવો.

કુંભાર ચાલવા જાય છે તેવામાં નાગરીઓ ઘરમાંથી આવી બાપને કહેવા લાગ્યો—બાપા હું તો આવું રે,

કુંભાર—નહિ લઇ જાવું રે
નાગરીઓ—નકકી હુંતો આવું રે
કુંભાર—કુતરી કૈડાવું
નાગરીઓ—તોએ હુંતો આવું રે
કુંભાર—લે તુ તુ
નાગરીઓ—બહ બહ બહ

ચાલ ભાઈ ચાલ તું પણ ચાલ તેમ કહી બાપ દીકરો બંને દરબારમાં જઇ પેલું કડુ રાજા આગળ મેલી કહેવા માંડયા કે બાપજી અમારા આંગણા આગળ એકદમ આવીને પડયું તેથી કોઇનું સમડી બમડીએ પડાવ્યું હશે. તો ગામમાં તપાસ કરાવો ને ધણી જાગે તો આપો.

રાજા રાજી થતો કુંભારને ઇનામ આપી વીદાય કીધો ને ગામમાં હંઢેરો એવો પીટાવ્યો કે, કોઇનું કાંઇ ખોવાતું હોય તો કચેરીમાં હાજર થજો એવું પેલા ઢીલે લમણે આવતા બ્રાહ્મણના સાંભળવામાં આવ્યું કે તરત રાજા પાસે જઇ કડાની નીશાની કહી કડુ લીધું ને રાજી થતો ઘેર આવ્યો—એટલામાં વીદુરશક આવ્યો.

વીદુશક—રાજા સાહેબ મારી એક ફરીયાદ છે.

રાજા—કહી સંભળાવો.

વીદુરશક—અત્યારે ભુલી ગયો છું માટે કાલે કહીશ.

સુરસીંહએ કહ્યુ કાઢી આપ્યું કે તેની ભાભીના ડોળા ચાર થયા ને કહેવા માંડી કે દીયેરજી સાંભળો ટાઢું અનાજ ખાવો છો તેથી પાંચ હજારનો દાગીનો કાઢી આપ્યો, પણ એવું ક્યાં મરતનું આવે છે કે દાગીનો કાઢી આપીએ.

સુરસીંહ—ચાલ્ય બાલ્ય તને કોણ પુછે છે.

ભાભીએ સુરસીંહના ભાઇને (ધણીને) બનેલી સર્વ બીના કહી તેથી સુરસીંહને તેનો ભાઇ લડ્યો તેથી સુરસીંહ ઘેરથી રીસાઇ માતપીતાને કહયા શીવાય પરદેશ જવા નીકળ્યો. ચૌટામાં અનુભાઇ મળ્યો ને કહેવા માંડયો કે મીત્ર કયાં જાવો છો.

સુરસીંહ—(કચવાઇ) મારી ભાભીએ મને મેણુ દેવાથી વનવાસ જાઉંછું.

અનુભાઇ—શું વનવાસ ?

સુરસીંહ—હા વનવાસ.

અનુભાઇ—મીત્ર તમારા શીવાય હું આ નગરમાં રહેનાર નથી તમે વળી રાજનાં છોરૂં તેથી ક્યાં જશો માટે હું તમારા સાથે આવીશ માટે આના કાની કર્યા શીવાય હા કહો.

સુરસીંહ—મીત્ર તમારો આટલો આગ્રહ જોઇ હું હા કહું છું.

અનુભાઇએ મા બાપને સમજાવ્યું કે હું પરદેશ કમાવા માટે જાઉં છું. માબીતરે ઘણી આનાકાનીથી હા

દેવી ને સ્ત્રી પાસે જઇને કહ્યું કે હે પ્રાણ પ્રીયા મારો મીત્ર વનવાસ જાય છે તેથી તેની સાથે હું જાઉં છું આટલું સાંભળતાં ઇંદુમતી કહે છે.

( રાગ પીતાજી આ કોપ તમે શો કર્યો )

સ્વામીજી આ કોપ તમે શો કર્યો
પરદેશી આવેશ તમો શો ધર્યો
મરી ગઇ છે માત વળી જાવો આપ
સ્વામી ઓથ તમારી મમ નાથ
સ્વામી મુકી મુજને જાશો નહિ
હું તો આવું તમારીરે સહી

અનુભાઇ— રાગ ઉપરનો

સલુણીઆ કરણી આગળની નડે
મીત્ર ધર્મ સાચવવો રે પડે
લાચાર મુખ જોવાનુંરે નથી
રજા આપો પ્રાલબ્ધની છે ગતી

ઇંદુમતી—શુ જાશો ?

અનુંભાઇ—હા

ઇંદુમતી—જાઓ પ્રાણનાથ હું તમોને ખુશીથી જવાની હા કહું છું.

અનુભાઇ—

પ્રણામ છે પ્રીયા તુને છેવટે પ્રણામ
પ્રણામ કહેજે માતને મુજ તાતને પ્રણામ
પ્રણામ મુજ બંધુને મુજ ગુરૂને પ્રણામ
પ્રણામ મુજ દેશને સરવે લોકને પ્રણામ

આટલું કહી અનુભાઇ ઘરમાંથી સુરસીંહના છાના-માના જઇ એક રત્ન લઇ આવી પાછા સુઆનીરસીં ઉને

મળી બંને મીત્રોએ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં મોટ શહેરો ઘણાં જોયામાં આવ્યાં પણ તેમની કંઇ નજર ઠોડી નહી. આગળ ચાલવા માંડયું તો ઘણાક દીવસે વૈતાલપુરીના ગાંદરે રાતના આઠ વાગે આવ્યા. બંને મીત્રોએ વીચાર કર્યો કે અત્યારે આપણે ક્યાં જઇશું કે આપણને ત્યાં આવકાર મળે, માટે મીત્ર અત્યું અત્યારે તો આપણે અહીંજ રહીશું. પછી સવારમાં ગામમાં જઇ ધંધો ખોળીશું. રાત્રે બંને મીત્રો વાતોચીતો કરતા હતા તેવામાં બંને મીત્રો નીદ્રા દેવીને વશ થયા. છેવટનો એક ધોળો ઝેરી સર્પ અનુભાઇના પગમાં ગોથા ખાતો આવ્યો તેવામાં પગના તળે ચગદાવાથી તેમના પગના અંગુઠે ડંસ કર્યો. મારા વાંચક વર્ગ ભવીષ્યની બીના તો આવીજ હોય છે ને ? જુવો બંને મીત્રોને ગામમાં સાથે જવું હતું ને શું થયું.

સવારમાં સુરસિંહ ઉઠી કહે છે કે મીત્ર અનું મારાથી હમેશાં વહેલો ઉઠે છે ને આજે આટલો બધો નીદ્રા દેવીને કેમ વશ થયો હશે. હશે ? થાકેલો છે તેથી હમણા ઉઠશે તેટલો વીચાર કરી પોતે જંગલ જઇ આવ્યો પણ મીત્રને ઉઠેલો ન ભાળ્યો, તેથી સુરસીંહને ખુબ ઢંઢોળતો જાય છે તો તેનું શરીર બધું પીળું પીળું દેખાયું તેથી સુરસીંહને વધારે વહેમ પડવાથી જાસ્તી તપાસ કરવા માંડયો તો અંગુઠે સર્પ ડંસ થયેલો છે ને પગ પાસે ધોળો સર્પ પડેલો છે તેવું જોઇ સુરસીંહ વીલાપ કરવા માંડયો.

લલીત છંદ.

નફટ કાળરે દુઃખમાં આડો
અધિક મીત્રને પ્રાણથી હણ્યો:

બહુજ દુઃખમાં રહાય તો થયો,
અરર એહ તો કયાં જતો રહયો;
પરમ હું હવે, શું ગતી કરૂં
નીશ્ચેજ વીશ તો ખાઇને મરૂં

અરે રે ! દુઃખમાં ભાગ લેનારા મીત્ર અરે હો પ્રાણુથી પણ અધીક પ્યારા મીત્ર તેં કયા ઠેકાણે જઇને વાસ કર્યો. અરે રે હો કેળવણી પામેલા સદબોધી મીત્ર તું કયા ઠેકાણે જઇને રહીશ. અરર હું તારા સિવાય શી રીતે રહીશ એમ વિલાપ કરતો ગામમાં જાય છે. બેબાકળાની માફક આમ તેમ જોતો જાય છે. સુરસીંહનો વિલાપ વનના પક્ષીઓ પણ સ્થીર થઇ સાંભળે છે. વાહ રે વાહ ! મીત્ર તું મને મેલીને ક્યાં ચાલતો થયો. કોઇ કાળે ઘેર જઇશ તો શો ઉત્તર દઇશ. અરે રે ઇન્દુમતી શું હું તને રંડાપો આપવા માટે મારા મીત્રને સાથે લાવ્યો એમ બોલતો જાય છે ને ચાલતો થાય છે, મારા પ્રીય વાંચક વર્ગ હમણાથી તો સુરસીંહ અને અનુભાઇનીજ બીના લીધી પણ ઇન્દુમતીને તો ભુલીજ ગયા. ઇંદુમતી અનુભાઇના ગયા કેડે ધોળું વસ્ત્ર પહેરી નીરંતર પતીનું ધ્યાન ધરતી હતી. એક દીવસે જોગ જોગે ઇંદુમતી અગાશીમાં દાતણ કરે છે તેવામાં ત્યાંનો ( ચીત્ર નગર )નો રાજા પ્રીયસેનનો સાલો દુર્બોધસીંહ જાય છે તો તેણે ઇંદુમતીનું મુખારવીંદ જોવામાં આવ્યું. તે વખતે તેને શુદ્ધિ રહી નહી. છેવટનો ઉપાય કરવા માટે ઇંદુમતીની માલણને ઘેર ગયો ને તે બધી વાત ગુજરાવી તે સાંભળતાં તેને (માલણે) હા કહી. પછી બીજે દીવસે ઇંદુમતીના આગળ માલણે દુર્બોધસીંહના બહુજ વખાણ કર્યાં તેથી ઇંદુમતીએ તેને બહુજ ઠપકો દીધો તેથી તે

દીવશે તો ચાલી ગઇ. બીજે દીવસે દુર્બોધસીંહના આગળ એવો વીચાર કર્યો કે, તમારી છબી મને આપો તો તે તેની પેટીમાં હું નાંખી આવું. પછી તેના માથે આલ ચઢાવું કે તરત તેનો સાસરો કાઢી મુકશે એટલે તે તેના મીએર જશે, એટલે તમે રસ્તામાં જઇને મેળાપ કરજો. દુર્બોધસીંહ ને આ વાત ગમવાથી છબી લાવી માલણને આપી કે તરત માલણે ફુલની છાબડીમાં ગુસાવી દીધી. ને તેવે ડોળે ઇન્દુમતીના મેડે ગઇ. ઇન્દુમતી તે વખતે પુજા કરતી હતી. તેવો લાગ સાધી ઇન્દુમતીની દાસી કુમતી પાસે તેની પેટીમાં છબી મુકાવી દીધી ને ફુલ આપી વીદાય થઇ પરભારી માલણ ભીમજી શેઠ પાસે જઇ કહેવા લાગી કે દાદાજી હવે તો તમારા છોકરાની વહુ છકી ગઇ છે માટે કંઇ કાબુમાં રાખો, રાખો.

ભીમજી શેઠ—છે શું! છે શું!

માલણ—આ પેલો દુર્બોધસીંહ છે ને તેની સાથે તમારી વહુએ દોસ્તી કરી છે.

ભીમજી—તને શી ખબર ?

માલણ—દાદાજી હું ફુલ આપવા ગઇ હતી તો ત્યાં દુર્બોધસીંહની છબી સુમતીને લાવતાં મેં ભાળી હતી તેને મને દેખી કે તરત છબી પેટીમાં મેલી દીધી છે.

માટે જો ખાતરી કરવી હોય તો તરત જાઓ ને તેની પેટીની જડતી લ્યો. આટલું સાંભલતાં ડોસો દાંત તલે જીભ લઇ ઇંદુમતીની મેડી ઉપર આવી જુવે છે તો ઇંદુમતી પુજા કરે છે તે જોઇ વધારે રીસમાં ભરાઇ ડોસો કહેવા લાગ્યો કે—અલી વહું તારી પેટી મને દેખાડને તે સાંભળતાં ઇંદુમતીએ સુબોધાને હુકમ કર્યો કે પેટી ડો-

સાના આગળ સુબોધાએ હાજર કરી ઉઘાડી જોયું તો માંહે છબી પડેલી જોઇને કહેવા માંડયો કે પાપણી ઉપરથી ભક્તિ દેખાડી ચુપ ચુપ આવું ખોટું કૃત્ય કરે છે બહાર નીકળ. આટલું સાંભળી ઇંદુમતી બહાર આવી.

**ડોસા**—પાપણી છબી કોની?

**ઇંદુમતી**—એ મને ખબર નથી.

**ડોસા**—રાંડ તું વ્યભીચારણી નીકળી

**ઇંદુમતી**—સસરાજી આ પેટીમાં છબી પ્રપંચથી દાખલ થઇ હશે મને બીલકુલ ખબર નથી એટલામાં આમ એકદમ મારા ઉપર ગુસ્સે શું કરવા થાવો છો.

**ડોસા**—દુષ્ટા તેંજ મારા છોકરાને દુર દેશ કહાડયો છે. કેમકે તે (અનુબાઇ) ન હોય એટલે બીજાની સાથે આવું ખોટું કૃત્ય કરતાં અટકે નહિ.

રાંડ દાસી સુબોધાના નામને તેં કલંક લગાડયું, મારૂં હજાર દહાડા અન્ન ખાધું ને તેં મારૂંજ ઘર બગાડયું.

**સુબોધા**—પીતાજી એ વાત હું જાણતી હોઉં તો મને સૂર્યનારાયણના સમ છે.

**ડોસા**— ક્ષત્રી કલંક

જા જા નઠ્ઠટ તું અહીંથી નાર. ઉભી રે તારૂં આવી૦
કુળમાં પાડી તું અંગાર, ॥
દુષ્ટા તેંતો કર્યો વ્યભિચાર; ॥
તેંતો કર્યો નહિ રે વીચાર, ॥
આ તો દાસીનું છે કામ ॥
મુજને નથી રહેતી હૈયે હામ, ॥
કાન ઝાલીને કાપુ તારૂં નાક; ॥
એહ હું કહુ છું આપોઆપ, ॥

કલંક લગાડયું તેં નાર;
નોકર ધક્કા મારી કાઢી મુકશે બહાર.

**ઇંદુમતી**—પીતાજી અમુને ધક્કા મારી કાઢી મુકવાની કંઇ જરૂર નથી. અમે તો અમારે આ ચાલ્યા જઇએ. એમ કહી દાસી ને એ બે બહાર જઇ વીચાર કરે છે.

**સુબોધા**—બાઇ સાહેબ છાંના માના ચાર દીવસ રહીને આ હા હો બંધ પડે પછી તમે ખુશીથી મારા ઘેરથી જજો.

ઇંદુમતીને આ વીચાર વ્યાજબી લાગવાથી તે દાશીના ઘેર જઇને રહી. માલણને તેવી ખબર મળી કે તે પોતાના પીએર જવા નીકળી છે તેવી ખબર મળતાં દુર્બોધસિંહને કહ્યું કે તમો જોગીનો વેશ લઇ તેના પાછળ પડો દુર્બોસીંહે રાજાની પાસેથી આનાકાનીથી રજા લઇ જોગીનો વેશ ધર્યો, જુઓ મારા વાંચક વર્ગ ઇશક એ એવી ચીજ છે કે ઘેરે રાજ વૈભવ છતાં ખાસ તેનાજ માટે જોગી વેશ લીધો.

( તારા હાથમાંથી હીરો વહ્યો જાય છે એ રાગ )

**દુરબોધસિંહ**—

કેવા પાપી પ્રપંચી પુજાય છે
જ્યાંય ત્યાંય આજકાલ પાપી પ્રપંચી પુજાય છે.
સાથે સો સો સલામો ભરાય છે
જ્યાંય ત્યાંય આજકાલ પાપી પ્રપંચી પુજાય છે.
સંસારી તે જોગી જણાય છે
વેરાગી તો ઢાંગે ધીબાય છે
જ્યાં ત્યાં આજકાલ પાપી પ્રપંચી પુજાય છે.

ખોટા હીરા તે હીરા ગણાય છે
સાચા મોતી તે સેજે વટાય છે
જ્યાંય ત્યાંય આજકાલ પાપી પ્રપંચી પુજાય છે.
કેવું આંધળે બેરૂં કુટાય છે
જો જો દુનીઆનો કેવો અન્યાય છે
જ્યાંય ત્યાંય આજકાલ પાપી પ્રપંચી પુજાય છે.

આ તરેહનો ડોળ કરી દુર્બોધસીંહ ઇંદુમતી આગળ નીકળ્યો તેથી ઇંદુમતી તેના હાથ આવી નહી જોગીનો વેશ ધર્યો તેથી ઘેર શી રીતે જવાય માટે તેટલા વનમાં ભટકવા લાગ્યો ને ઇંદુમતીની, ખોળ કરવા મંડયો પણ પત્તો લાગતો નથી.

મારા વાચક વર્ગે ખુશી એટલું થવાનું છે કે પતીવ્રતા સ્ત્રી દુષ્ટના પંજામાંથી બચી. હવે ઇંદુમતી ચાર દીવસ સુબોધ દાસીને ઘેર રહી ચાલવા માંડયું તો ઇંદુમતી રસ્તામાં ચાલતી જાય છે ને વીલાપ કરતી જાય છે.

( વૈદરભી વનમાં વલવલે એ રાગ )

ભાન ભુલી છે ભામની સહાય કરજોરે શામ
સ્તુતી કરૂ છું હું આપની શામળીઆજી છે કામ ટેક
રોઇ રોઇ રાતી આખડી ખુટયું આંસુનું નીર
ઓ પ્રભુ ઓ પ્રભુ બોલતી આંસુથી ભર્યું ચીર
ભય લાગે મુજને અતી છાતી ફાટીરે જાય
કામ સુજે નહિ ઓ વીભુ ધ્રુજે છે મારી કાય ટેક
વાઘ ઘુંઘુ કરી બોલતાં સાવધ સામારે થાય
રસ્તો સુજે નહિ શું કરૂં કાંટા ભાગે છે પાય ટેક

એમ વીલાપ કરતી કરતી જાય છે અને ચાલતી

જાય છે. ચાલતાં ચાલતાં રત્નનગરમાં આવી પહોંચી અને વીચાર કરવા માંડી કે મારો બાપ મને વખતે સહાય થશે પણ તેઓના ઉપર ભીમુજીનો કાગળ આવવાથી દીકરીનું સ્નાન કરી બેઠા હતા તેવામાં ઇંદુમતી ગઇ તો તેને ધીક્કારીને કાઢી મુકી તો તે વીચાર કરે છે કે શું આટલું બધું દુઃખ, પણ મનમાં ધીરજ લાવી ચાલવા માંડી ને રૂદન કરવા લાગી.

**( વૈદરભી વનમાં વલવલે એ રાગ. )**

પીયુ કયાં ને હુ કયાં રહી સાસરે કાઢી નાદાન
પીયર ગઇ તો પીતાજીએ આપુ બહું અપમાન
કલંક આવુ મુજને અતી કયા હું જઇશ આવાર
પૃથ્વી જે નભ તુટી પડયું ઇશ્વરનો છે આધાર ટેક

રસ્તો સુજાડો ઓ પ્રભુ દુઃખ આવે ન લેશ
ગુણ આપના તો ભુલુ નહિ એ હું કહું છુંરે બેસ ટેક

ચેન પડે નહિ મુજને થાય અઘટીત કામ
વારે આવોરે ઓ પ્રભુ ધાજોરે ઘનશ્યામ ટેક

મુકલ કરજોરે મોહનજી અબલા જાતીને દુઃખ
છોડાવો ને ઓ વીભુ કરજો સાય ને સુખ. ટેક

વૃત લીધું છે જે હમે સાચવજો રે ઓ શામ
અબલા જાતીની અરજ તો સુણીને કરજો કામ ટેક

આવું રૂદન કરે છે ને ચાલે છે તેવામાં ભીલ લોકો ( ચોર લોકો ) તેમનું ટોળુ મળી આવું તે ટોળાએ વેગલેથીજ વીચાર કર્યો હતો કે આપણી દેવીને માનેલી માનતાં પુર્ણ કરવા સારું આ સ્રીને ભોગ આપવા સારૂ સોપી આવવી છે. ઇંદુમતીને પકડીને દેવીના પુજારીને સોંપી આવ્યાં

પુજારી એવો ધંધો કરે છે કે માનતામાં જે સ્ત્રીઓ આવે તેને ગુણકાને ઘેરે વેચી પોતાનું પોશણ કરે છે તેવી રીતે ઇંદુમતીને પુજારીએ કહેવા માંડ્યું કે તમે ચાલો મારી સાથે તમારો જીવ ઉગારવો હોય તો ગુણકાને ઘેર વેચી આવું ઇંદુમતીએ તે સાંભળીને મહારાજને ધીકાર આપવા માંડ્યો.

( ભોજાભગતના ચાબખાનો રાગ. )

મહારાજ તમને રે ધીકાર તમારી માતને ધીકાર ટેક
માતાજીનું નામજ દઇ ને વેચો ગુણકાદ્વાર
સ્ત્રી જાતીને વેચ્યામાં તમે ફળ ન પામો સાર ટેક
માતાજી તમે કેમ જુવો છે આવા મનનું આચાર
કામ આવું તમ પાર થાય છે તમે તો મારો દ્વાર ટેક
મહારાજ તમે માથુ વાઢો લગાડો નહી વાર
પતીવૃત મુકવાને માટે જાવુ ન ગુણકાદ્વાર ટેક

પુજારી ક્રોધ ભર્યો મારવા જાય છે ને ઇંદુમતીને કહે છે કે તારા ઇસ્ટદેવને સંભાર ઇંદુમતી ઇશ્વરની સ્તુતી કરે છે.

(રાણાજી પ્યારા વીનતી ધરો મારી કાન એ રાગ.)

પ્રભુજી તમે વીનતી ધરો મારી કાન
વૃત રે હું તો છોડુ નહિ ભગવાન ટેક
સાખી. મુજને દુખ અતી પડે તેમાં તો શું થાય
અરર હાય પ્રભુ હવે પતીવૃત મુકાય
શીયલ મારૂ સાચવજો રે શામ
શામલીઆજી કરજો મારૂ કામ ટેક

તમે ગીરધર ગોવીંદ મારારે એ રાગ

તમે નટવર (૨) મોરાર મારા રે આવજો વારે
નોધારાના આધાર પ્રભુજી વેગે કરજો વાર
કૃપા કરીને કષ્ટ વીદારો કૃષ્ન કૃપાળું કીરતારરે ટેક
ભકત નરસીંહને સાય કરીને અણીલ વીશ્વ આપર
તેવી રીતે સાય કરજો વીનવું વારંવારરે ટેક
ભક્ત પ્રેલ્હાદને વાર કરીતી તેવી મુજપર વાર
આશરો અબલાને તારો નીરંજન નીરાકારરે ટેક



# સીધપુરની શોભા.

રાગ ત્રીતાલી ચોપાઇ.

જુનું શહેર જોવાનું સીધક્ષેત્ર
રૂદ્રમાળ જોવાય નહિ નેત્ર
ગોવીંદ માધવનું છે રે ધામ
અંહીં સરસ્વતીનો મુકામ
તે તો સાંભળો ભાઇ સહુ
બ્રાહ્મણ કેરા ઘર છે બહુ
અધ ગાઉ છે મોટુ ધામ
તેનું બિંદુ સરોવર નામ
કુંડની દક્ષીણે કપીલ મુની
સામી જ્ઞાન વાપીકા રે જુની
પૂર્વ વસે છે અંજની કુમાર
તેની સોભાનો નહિ રે પાર
પશ્ચિમે છે કાશી કૈલાસ
અહીં પ્રભુજી તણો છેરે વાસ
જોડની બારીમાં શું રે દેખાય
એતો સરોવર મોટું અલપાય
પહેલે જ્ઞાન વાપીકા અલપાય
પછી બીંદુ સરોવર નાહાય
નહાયા પછી સુદ્ધ કહેવાય
પછી માત્ર ગયા શ્રાધ થાય
જેણે કર્યો માત્ર ઓદ્ધાર
તેનો સફલ થયો અવતાર
આતો ધામ પવીત્ર રે કેવું,
નરોત્તમ કહે જોયા જેવું.

શ્રી.

# ખુશખબર.

આર્યભૂમી હિતચીંતકોને અમો. આ લઘુ પુસ્તક અનુ–ઈંદુ બહાર પાડનારાઓ–ઘણીજ ખુશખબર આપીએ છીએ કે. આપણા પ્રાચીન સીદ્ધપુર ક્ષેત્રમાં ખાસ નિરાશ્રીત વિદ્યાર્થીઓને શ્રી સરસ્વતિ પ્રતાપ મંડલીના તાબાના વિ-દ્યોત્તેજક શ્રી સરસ્વતિ પ્રતાપ પરોપકારાર્થક ફંડ આજ લગભગ સાત વરસથી ચાલે છે. ને હજુ પણ ઘણી સારી રીતે સદર ફંડમાંથી નિરાશ્રીત વિદ્યાર્થીઓને ઘણો સારો આશ્રય અપાય છે. તેમાં વળી સંસ્કૃત, ઈંગ્રેજી, ગુજરાતી તમામ ભણનાર વિદ્યાર્થીઓને આશ્રય અપાય છે. વિશેષમાં જણાવીએ છીએ કે તેમનું કામ ઘણુંજ ચોકસાઈ સાથે રખાય છે. જે આ તર્ફે દરેક સદ્‌ગૃહસ્થોને અમો પણ વીનંતી કરીએ છીએ કે સદર ફંડમાં બનતો આશ્રય આ-પવાને ચુકતા નહીં. ખરૂં પુણ્યનું કામ છે. સદર ફંડના મે-નેજર પણ ઘણાજ લાયક ને પ્રમાણીક છે ખાસ અમો આ વખતે કહીએ છીએ કે સદર ફંડના મેનેજર વખતે રકમ પોતાના ગાંઠની પણ વાપરી કામને ચાલુ રાખે છે ને જ્યારે આવે ત્યારે લે છે. વાહ ધન્યછે. આજ દીન સુધી આવી ખરી નિષ્ટાવાન અમારા જોવામાં નહોતા. પણ ખરાં રત્ન એકદમ હાથમાં આવતાં નથી જેથી આવા રત્નરૂપી મેને-જરથી અમો ઘણાજ ખુશી થઈ આ વખતે આભાર માનીએ છીએ. ફંડનું શીરનામું નીચે મુજબ.

| | |
|---|---|
| વિદ્યોત્તેજક શ્રી સર-સ્વતી પ્રતાપ પરોપ-કારાર્થક ફંડના મેને-જર પંડયા તુલજા-શંકર મનસુખરામ. | લી. પંડયા મોહનલાલ ઉ-ર્ફે સંતું ગીરજાશંકર. |
| મુ. સિદ્ધપુર. | લી. નરોત્તમ મોહનલાલ |
| | ઠે. ઓફીસ બજારમાં મહાદ-ગોવીંદના મંદીરસામે. |

# કૃપા કરી વાંચો અમૃત રસ પી લ્યો.

મહાશયો, વિદ્વજનો અને રાજ્ય પુરૂષો—અમો નિચે સહી કરનારાઓ સિદ્ધપુર ક્ષેત્રવાસી ઔદિચ્ય શહસ્ત્ર જ્ઞાતિના બાળકો નમ્રતાપૂર્વક વિનંતી ગુજારીએ છીએ કે આ અનુભૂંદુ નામનું લઘુ પ્રથમ પુસ્તક દરેક પુરૂષ અને સ્ત્રી વર્ગને જ્ઞાનદાય તેમજ ઘરની અંદર સદા કાળ રાખવા જેવું રસીલું પુસ્તક બહાર પાડેલું છે. તેમાં ઘણા સાગ મહાશયોએ આશ્રય આપેલો છે.

હવે આ પુસ્તકનો અધુરો રહેલો રસ બીજા ભાગમા ઘણોજ ઉત્તમ આવવાનો તો દરેક સદ્‌ગૃહસ્થોએ બીજા ભાગના ગ્રાહક થવાને નિચેનાં શિરનામે તાકીદે નામ નોંધાવવા મહેરબાની કરવી. બીજા ભાગમાં પ્રથમ ગ્રહાક થનાર પાસેથી એક નકલના બે આના પડશે. ને પાછળથી ગ્રહાક થનારને ચાર આના પડશે. ઘણા સરસ રસવાળા પુસ્તકની ટુંકી કિંમત રાખવાનું કારણ એછે જે ગરીબ ને તવંગર તમામ અમૃતરસ પી શકે—

છપાવી પ્રસિદ્ધ કર્તા.

**મોહનલાલ ગીરજાશંકર**

મુ. સિધપુર.

કર્તા.

**નરોત્તમ મોહનલાલ.**

મુ. સિધપુર.

પત્ર વહેવાર નીચેને સરનામે કરવો.

**પંડયા મોહનલાલ ગીરજાશંકર (સંતુ)**

**મુ. સીધપુર.**

ઠે. નીસાળ ચકલે આસોપાલવની ખડકી આગળ.

## અગાઉથી ઉત્તેજન આપનારા ગ્રાહકોનું લીસ્ટ

### મુંં સીદ્ધપુર.

૨૫ વ્યાસ જટાશંકર હર્ષરામ કનેસરા ઇનામદાર
૧૦ દવે મોહનલાલ ગુલાબદાસ પાલીતાણા દફતરદાર સાહેબ
૧૦ પંડયા હરગોવિંદ પ્રભાશંકર
૫ ત્રવાડી નાનાલાલ ( દલપતરામ ) માધવરામ ખળી ઇનામદાર.
૫ ઠાકર અમથારામ લજ્જારામ
૫ પંડયા જગન્નાથ હરીકૃષ્ણ
૫ અચારજ પ્રભાશંકર (સકુભાઇ) લલુભાઇ
૫ મુનજમનદાર કૃષ્ણરાય જસવંતરાય સીદ્ધપુર ગહાલ મુનજમનદાર
૫ ઠાકર લલુભાઇ મુગટરામ
૫ ગોરધનદાસ નરસીદાસ લાઇસનદાર
૫ દુલભરામ મયારામ ગછાવા તલાટી
૫ દવે છબારામ રાજારામ
૫ ઠાકર કેશવલાલ પીતાંબર દેશી વૈદ
૫ ઠાકર ચુનીલાલ કેશવરામ
૫ શુકલ હીરાલાલ છગનલાલ મોરબી દરબારના ગોર

### મુ. પાટણ.

૫ મહેતા આનંદરાવ માધવરામ
૫ મહેતા મણીલાલ દોલતરામ રણુજ રેલવે નાકેદાર

### મુ વસાઇડાબલા.

૫ પંચોળી દેવશંકર રામેશ્વર

### મુ. વાલમ.

૫ જોશી જસવંતરાય કીરપારાય.

### મુ. સીદ્ધપુર.

૨ ગોવીંદરાવ સખારામ સુલે

૨ ત્રવાડી માધવલાલ મૂળેશ્વર
૨ મહેતા નારાયણ પરશુરામ
૨ અંબારામ સુરજરામ
૨ ઠાકર શંકરલાલ જગન્નાથ શાસ્ત્રી
૨ નર્મદાશંકર નરભેરામ મુ. મોજે કોડા તાલુકે મજકુર
૧ પંડ્યા મણીલાલ ચુનીલાલ
૧ ઠાકર મણીલાલ અમથારામ
૧ ભટ રેવાશંકર ચકુભાઇ

## માતર.

૧ રામચંદ મહીપતરામ વાઘચોરે રે. વડોદરા રાવપુરા
૧ વીઠ્ઠલ દામોદર પટેલ
૧ સોની નરોત્તમ ઇશ્વરદાસ
૧ ઠાકર મૂળેશ્વર કાશીરામ દેશી વૈદ
૧ શેઠ. લહેચુંદ હતુ મુ. ખટાસણ તાલુકે મજકુર
૧ છોટાલાલ હીમતરામ
૧ ઠાકર અંબાલાલ મોહનલાલ
૧ ઠાકર ચુનીલાલ મૂળેશ્વર
૧ ઠાકર મણીલાલ ચુનીલાલ
૧ શેઠ ચીમનલાલ લાલજી મુ. કડી
૧ ઠાકર મણીલાલ પ્રહેલાદજી
૧ અલીભાઇ મુસાભાઇ ગીલીટવાલા
૧ ઠાકર નાથાલાલ લક્ષ્મીરામ
૧ સેખ નીજામુદીન સીરાજોદીન એ. ક. કારકુન
૧ નીમરાજ બાપુજી સીદ્ધપુર મુનસફ કોર્ટ સીરસ્તેદાર
૧ ઠાકર દયાશંકર અમીરામ
૧ દવે પ્રભાશંકર નાનુભાઈ
૧ આચારજ નાનાલાલ મોહનલાલ કડી
૧ માધવરાવ નારાયણરાવ
૧ સોમનાથ જગન્નાથ મુ. પાટણ

૧ ઠાકર ભીખાભાઇ પ્રહેલાદજી
૧ સેખ અબદુલ અજીજ મોહીયોદીન હકીમ
૧ મહેતા નારાયણ દામોદર
૧ પરીખ મણીલાલ ગોવિંદરામ
૧ શેઠ ગોવિંદરામ લાલચંદ
૧ દવે લાલજી દયાશંકર
૧ ઘાંચી વલભદાસ જમનાદાસ મોદી
૧ શેઠ માણેકલાલ ગોવર્ધનદાસ
૧ નાયક હરજીવન મનસુખરામ મુ. ઉનાવા
૧ ડાક્ટર સેખ મોહીયોદીન પેન્સનર મેડીકલ ઓફીસર રાજ વડોદરા હાલ સીદ્ધપુર
૧ પંડયા જગન્નાથ ગોપાળજી દેશી વૈદ
૧ ઠાકર મોહનલાલ લજાશંકર
૧ અચારજ રવીશંકર હરીભાઇ
૧ પાધ્યા નથુરામ અંબારામ
૧ હીમતલાલ જીવણલાલ સીદ્ધપુર માહાલ કચેરી કારકુન
૧ નાનાલાલ બેચરલાલ રાવળ
૧ ગાંધી બળદેવ ખેમચંદ
૧ ઠાકર (અંબાશંકર લક્ષ્મીરામ માસ્તર
૧ ઠાકર લક્ષ્મીશંકર લીલાધર
૧ ઠાકર પ્રેહલાદ કાળુભાઇ
૧ શ્રી નર્મદેશ્વર મહાદેવની મંડળી તરફથી ઠાકર વલભરામ લલ્લુભાઇ
૧ ઠાકર લલ્લુ ગંગારામ પાંઢરા
૧ સૈયદ હુસેનમીયાં રસીકમીયાં ઓ. તજવીજદાર
૧ રાવળ ભાઇલાલ રણછોડ ,, ,,
૧ ઠાકર મણીલાલ પ્રેહલાદજી
૧ પંડયા ચુનીલાલ મગનલાલ
૧ ડાક્ટર કાલીદાસ નીલકંઠ
૧ પાધ્યા સોમનાથ નાનુભાઇ
૧ ત્રવાડી શંકર નારાયણ
૧ પંડયા તુળજાશંકર મનસુખરામ

૧ ભટ શંકરલાલ ધનેશ્વર
૧ શુકલ કેશવરામ દયારામ
૧ શેઠ ગોરધનદાસ પીઠલદાસ
૧ મણીલાલ કાળીદાસ ડાકટર
૧ સ્વામી રામપરી વીરમપરી મુ. ખટાસણ તાલુકે મજકુર
૧ કુભાર ઉમેદ પીતાંબર મુ. ખટાસણ
૧ પરશોતમ નગ્ભેરામ મુ કડી
૧ માણેકલાલ અચરતલાલ
૧ પુન્જીરામ નથુરામ પાધ્યા
૧ ભટ ગણપતભાઇ નાનુભાઇ
૧ શીવશંકર (અમથાલાલ) ગવરીશંકર
૧ ગાંધી હરગોવીંદ ગોવીંદરામ
૧ પટેલ દામોદર કેશવરામ ઠાકર
૧ રાવળ લક્ષ્મીરાંમ મુગટરાંમ
૧ પંચોળી જેઠાલાલ બાહશંકર મ. માતપુર
૧ પરી. રણછોડલાલ માણેકલાલ બાગુ શેઠ
૧ મોદી ગોવરધન પીતાંબર મુ. પાટણ
૧ વ્યાસજી કેશવલાલ કુબેરજી મુ. મેસાંણા
૧ માસ્તર અમથાલાલ ગણપતરાંમ મુ. પાટણ
૧ દવે શીવશંકર દેવશંકર મુ. સીધપુર
૧ ઠાકર મણીલાલ મોતીરાંમ
૧ પાધ્યા કેશવલાલ હીંમતરામ
૧ શેઠ મોતીલાલ ચુનીલાલ
૧ રાંમી સેવકરાંમ મૂળચંદ
૧ રવીશંકર અંબારામ મુ. મહેસાણા
૧ બારોટ નાથાલાલ મોહનલાલ સિદ્ધપુર મુનસફ કો. કાર.

સીદ્ધપુર મહાલના સદ્દગૃહસ્થોને સુચના આપવામાં આવે છે કે અત્રે ડાકટર મોહીયોદીનનું ખાનગી દવાખાનું ખોલવામાં આવ્યું છે તેથી તેમના તરફથી લાભ લેવા કોઇએ ચુકવું નહી.

ઠે.—સ્ટેશનના રસ્તે ઇસબપરાના સામે દવાખાનામાં

મુ. સીદ્ધપુર.